૩૬૦૬

# શ્રી
# શિવોપાસના.

ભાગ ૧ લો.

તથા

**શ્રી આબુલનાથ, માણુકેશ્વર તથા પારવતી**
**સતીના મહિમા.**

**બનાવનાર મણીલાલ મગનલાલ રાવળ.**
મુ. ટં. સ્કુ. પે. આ. મા. ગ્રા. ક. તથા અ. સ. સં. કર્તા.

**છપાવી પ્રસિદ્ધ કરનાર સહાય્યાનંદ મંડળી**
તરફથી
**અંબાલાલ મથુરદાસ મુ. ટું. સ્કુ. ની**
ઓફ આ. પલીઓદ
**દોહરો.**
પરમ ધ્યાન પર ચાહના, શીવ ભક્તો ને કાજ,
"શીવો પાસના" નામનું, પુસ્તક નીકલ્યું આજ.
સંવત ૧૯૪૪ શ્રાવણ શુદ ૬ સોમવાર
**સ્વદેશપ્રકાશ છાપખાનું ગુલાલવાડી.**

**કિંમત રૂ.)-૧**

સામટી લેનારને કમીશન મળશે.
સર્વે શિવ ભક્તો તથા વૈષ્ણવ જનોને
થોડી મુડી બહોત લાભ.

# પ્રસ્તાવના.

---

**સાહેબ લગાર મન દઇને વાંચવા મેહેરબાની કરશો.**

અમારી "**સદા આનંદ મંડળી**" આજ થોડા દિવસ થયાં બંધાએલી છે, તેમાં દિન પ્રતિ દિન સુજ્ઞ માણસોનો ઘણોજ સારો જમાવ થતો જાય છે, તે ઘણીજ ખુશીની વાત છે.

આ મંડળીમાં દર રવિવારે ધર્મ સંબંધી બાબતો સ્થીરતા પણે લંબાવી, જ્ઞાન સમુદય ભાષણ કરવામાં આવે છે. અને દરેક શુભ કામમાં તથા પરોપકારમાં, બનતી મદદ કરવી તેવો હેતુ છે.

અરે હિંદુભાઈઓ તથા વૈશ્નવ ધર્મી સાહેબો લગાર પુરતો વિચાર કરી જુઓ કે દરેક ધર્મની વૃદ્ધિ કરવાને પોત પોતાના ધર્માંધ પણાની મગરૂબી જણાવવાને દરેક ધર્મના માણસો સારી સારી મંડળીઓ, સભાઓ, અને મીટીંગો ભરી પોતાના ધર્મનું વાખ્યાન કરે છે, તે એવી મતલબથી કે, જેથી પોતાનો ધર્મ વધારે ફેલાય–પણ દીલગીર છીએ કે, વૈશ્નવ ધર્મ સંબંધી કોઈપણ ઠેકાણે એવી અતિ પ્રસિધ્ધ સભા બંધાએલી નથી. તેથી વૈશ્નવ ધર્મની વૃદ્ધિ થવાને બદલે ઊલટો ક્ષય થતો જાય છે. તે શું ઓછી દીલગીરી!

અમારો વીચાર વૈશ્નવ ધર્મ ફેલાવવાનો છે તે પરમેશ્વર કરે અને સારા સારા સદ્ગૃહસ્થની પુરતી મદદ મળશે, તો અમારી ઉમેદ બર આવશે અને ધર્મનો ફેલાવો થશે.

અમો એ ઉપજ માટે આ પ્રથમ ચોપડી છપાવી બહાર પાડી છે તે પ્રથમ ભાગ છે આશરો મળશે તો બીજી બહાર પાડીશું. મડળીની સરવે પેદાશ શુભ કામની અંદર મદદ કરવાને ઠરાવેલી છે. માટે હે વૈશ્નવ ભાઇઓ, અમે આપનો આશરો માગીએ છીએ, કે સ્વધર્મની વૃદ્ધિ થવા, અમારી બંધાએલી મંડળીને, આપ આશરો આપો. કે જેથી ઉમેદ પુરી થાય.

શું આ કામમાં મદદ કરશો તો તમને ગેર ફાયદો છે? અગર શું, શરમ છે? અગર શું, મેહેનત છે? પણ નહીં નહીં, તે તો એમ જાણવું, કે આ કામ સર્વથી શ્રેષ્ટ, ફળદાયક, નામ પ્રસિદ્ધ, અને મોક્ષ થવા લાયક છે. માટે હે ભાઇઓ આપ મેહેરબાની કરી અમને મદદ આપો અને આપના તન બદન મનથી અમને ચાહો તથા અમને ઉતે જન આપો કે જેથી અમે આપના આશરાથી અમારૂં કામ સફળ કરીએ.

અમારી આ અરજ ધનવાન એકલાને લાગુ પડતી નથી પણ સર્વ સ્વધર્મી ભાઇઓ ને લાગુ પડેછે કહેવત છે કે પાળે તેનો ધર્મ અરે હે ભાઇઓ. તમે અંધકારમાં ઘેરાએલા નરહો અને તમારા ધર્મને ભૂલી નજાઓ કાનમાંથી મેલ કાઢો અને જાગૃત થઇ અમારી અરજ મનમાં લઇ મદદ કરો.

આ સાથે બનાવેલી કવિતાઓ શિવભક્તિ કરવાને બનાવેલી છે. તે બરાબર સમજી સમજીને વાંચશો, તો માલમ પડશે કે, તે સર્વે કવિતાઓ દરરોજ બોલવી, અને મોઢે કરવી લાયક

છે અને આગળથી ઘરાક થઇ આશરો આપનાર સાહેબોનાં નામ આ સાથે દાખલ કરેલાં છે તેમને વિનવીએ છીએ કે આપ સાહેબે જેવો આશરો આપ્યો છે તેવો આપવા મેહેરબાની કરશો. તો પણ અમારાથી બની શકશે તેટલી મેહેનત કરી કામ ચલાવીશું. હે ઉપકારી, સર્વજ્ઞ, સર્વ વ્યાપક, ભક્ત રક્ષક અને દયાળુ પ્રભુ અમારૂં રક્ષણ કરી અમને આશરો આપવા માટે વૈશ્નવ લોકોનાં મન સુકોમળ કર. તથાસ્તુ.

**લા૦ મણીલાલ મગનલાલ** મેનેજર નારદીપુર,

સુ. કું. સ્કૂ. પેં. આ. મા. અને જ્ઞા. ક. તથા

અ. સ. કર્ત્તા.

# ગ્રંથ પ્રારંભ.

## શ્રી ગણપતિ સેવ.



### શાર્દૂલ વિક્રીડિત છંદ.

રિધ્ધા સિધ્ધિના પતિ ગણપતિ, દુંદાળા દુઃખ ભંજના;
પારવતીના પુત્ર ને પ્રણમું, ગવરી પૂત્ર ગણેશવા.

### શિખરણી છંદ.

અરે દેવં દેવા, ગણપતિ ગજાનન દુઃખ હરા;
પરેશા વિશ્વેશા, પ્રણમું તુજને શીશ સુખ કરા. ૧
કૃપા દ્રષ્ટી વિના, નવરહી શકું હું ક્ષણું અણું;
અતી પાપી હું છું, વિષય મહિ લાગ્યું ચિત ઘણું. ૨
નિયંતા ત્રાતા છો, નિયમ અતિ ભારે બહુ કર્યા;
કૃપા સિંધુ વંદુ, વિધ વિધ પ્રકારેજ પ્રસર્યા. ૩

તમારી દ્રષ્ટીથી, નિશદિન રહીએ મગનમાં;
દયાં પુરી દીસે, દિન જન પ્રત્યે નિત્ય મનમાં. ૪
અતિ મોદક' હારી, સકલ ભય ત્રાતા ભવ ધરા;
પિતા, માતા, ભ્રાતા, પદમ પદ દાતા, દુઃખ હરા. ૫
નિરાધારા ધારા, નિરૂપમ નિયંતા મન ધરૂં;
થવા કામો સર્વે, સરૂગી અતિ સેવા તુજ કરૂં. ૬
તમારે આધારે, અતિ વિમલ થાશે અમ મતિ;
તમારે આધારે, વિમુખ નવ રાખે શિવ પતિ. ૭
દયા દ્રષ્ટિ દેવા, દિન જન પ્રત્યે નિત્ય કરશો;
કરૂં તારી સેવા. અવગુણ અમારા ન ધરશો. ૮
મહાદેવા દાતા, નમિનમિ કરૂં નમ્ર વિનતી;
સદા આ દાસોને તુજવિણ અમારે અન્ય નથી.

## શંકર સ્તુતિ.

### શાર્દૂલ વિક્રીડીત છંદ.

ભોળા શંભુ દેવ મહાદેવ તું, શિવ શંકર માહેશ્વરા;
ત્રિપુરારિ ત્રિલોચના પરણમું, વંદુ શ્રી વિશ્વેશ્વરા.

### તોટક છંદ.

શિવ શંકર શ્રી કઇલાસપતી, શિરતાજ તમો સુખ દેણ અતી;
ધરૂં ધ્યાન નિરંતર નાથ તણું, પરૂ થાય સહુ દુખ અમ તણું. ૧
વરદાન તમારૂં અચળ રહે, ગુણ શાસ્ત્ર મહી પન્ડીત કહે;
બહુનામી તમે ગુણ ગામી નકી, મુજ સ્વામી ઉધાર થશે તું થકી. ૨
નર નારી પરે સમ ભાવ ધરો, હરવા સઉ સંકટ મન કરો;
અતિકામી તમે સઉ જન કહે, પણ નાથ શું ભોળપણુંજ ગ્રહે. ૩

નર જેહ કમળ પુજાય કરે, હરવા દુઃખ તેહનું મન ધરે;
શિરનાથ પુજાય ગગનપરે, તેહ લોક સઉ શિર સેવ કરે. ૪
પદ ઉદક પાન પતાળ વિશે, મૃત્યુલોકમાં શિવનું બાણુ દિસે;
ભરૂ થાળ ગુલાબ બીલીપતરે, ધુપ દીપક ચંદન લેપ ખરે. ૫
અબિલંચ ગુલાલ ને કેવડીઓ, જુઇ જાય તણી ખીલતી કલીઓ;
સુર ભાવ થકી ખુબ ગંધ જવળા, અગરો બતિને કપુરો ઉજળા. ૬
નમી નાથ નિરંતર પાય પડું, પછી સેવ કરૂં દુઃખ જાય વડું;
શિવ ભાંગ અને ધનતુરો ગમે, નવ હોય તે ત્યારે તું ઘેલો ભમે. ૭
ગુણ કરીય ગાંજો ઘણોજ અને, સુખ ગાલ સુણી ખુશી થાય તને;
શિવનાથ સહાય કરો અમને, ઉઠ આળસ કાડ કહું શું તને. ૮
તમ સેવક સેવ કરેજ ઘણી, અમ કષ્ટ હરો અવિનાશ ધણી;
શુભ મંડળી આશ તમારી ધરે, અવિનાશ ઉઠો ઓ હરે ઓ હરે. ૯

## સાર્દૂલ વિક્રીડિત છંદ.

વેદોથી મહિમા મહાન ઉચરૂં, ભકિત પંથે સંચરૂં;
જેનો અંત અનંત પામી ન શકે, તેવા શિવ ચિંતે ધરૂં.
જોડીને શિવનાથ નાથ તમને, નિત્યે કરૂં પ્રાર્થના;
પ્રીતી પૂર્ણ કરી પુરીજ કરજો, સર્વે રૂડી કામના.

## રાગ બ્રહ્મ દેશનો.

( તું ન કુમલા જીઅરવા ઓ પિતા મોરા ) એ રાગ.

મેહેર કીજે શંકરવા ઓ શંભુ ભોળા, મેહેર કીજે શંકરવા;
સોક સરવે શિશ નમાવે, મેહેર કીજે શંકરવા. મેહેર કીજે. ૧

પાપ અમારાં દૂર થશે સઉ, જ્યારે કરશો નજરવા. ૨
કાન ઉઘાડો ધ્યાન લગાડો, ટુંકી અરજ ધરવા. ૩
દેવ અને મહાદેવ તું સાચો, કાચો નહી ભૂ ધરવા. ૪
ત્રણ ભુવનમાં ત્રાહ પમાડી, સતી પારવતી વરવા. ૫
તેહ કારણ ત્રિલોચની કહીએ, રહીએ નિત્યે ચરણવા. ૬
આ દુનિયામાં ભટકી ભટકી, આવ્યો તારે સરણવા. ૭
અવિચળ આરો આપ તણોજે, આવ્યો ત્યાંહી ઉગરવા. ૮
ભાંગ ધંતુરો લાવું હું ગાંજો, આપને કેફ કરવા. ૯
સરવે દુનિઆં તુમ સરણ છે, સુર્ય તારા ચંદરવા. ૧૦
તેત્રીસ કોટી દેવ સરવજે, સેવ કરે ઇંદરવા, ૧૧
મોટા મોટા દેવના દુઃખો મેહેર કીધી તે ટળવા. ૧૨
કૈલાસ વાસી છો અવિનાસી, ખાસી સુરત સુંદરવા. ૧૩
પુંરણ પ્રેમે પાએ પડું છું, આવ્યો દુઃખે કગરવા, ૧૪
ગોચર દ્રષ્ટી ધરો સેવકપર, જયે જયે હરહરવા, ૧૫

## સાર્દુલ વિક્રીડિત છંદ.

કામો સૌનબળાં, કીધાંજ સઘળાં, સંભાળી લેજો મને;
આવ્યો છું શરણે કૃપાનિધી બધી લજ્જા રહીછે તને.

## મનહર છંદ

શંકર કૈલાસ વાસી, જાણી લીધો અબિનાસી,
કાસી કાસી વિશ્વકાસી, નમુતુજ નામને.

ત્રીલોચીને ત્રિપુરારી, વળી ગંગ જટાધારી,
શંખનાદ સુરકારી, વારી તુજ ધામને.
મનોહર રૂંડ માળા, કોટે નાગ કાળા કાળા,
ભુત પ્રેત ટોળી વાળા, પુરો અમ હામને. ૧
વિભુતી ધારણા દેવ, ભાવે કરૂં નિત્ય સેવ,
એવી આપો નાથ દેવ, મેવ મેવ દાસને.
કૃપા ધારી કમંડળ' લીધું હાથની અંદર,
અખે પાત્ર છે સુંદર, મંદીર સમાસને.
ગાંજો ભાંગને ધંતુરો, પીવા નાથ તુંતો પુરો,
ત્રિસુળે હણે અસુરો, પુરે પુરા વાસને. ૨
હર હર શિવહર, દુખ ટાળી સુખકર,
શિરપરતું છતર, અમર અચળ છે.
વિઘન હારી છે ખાસો, તારો જોવો શો તમાસો
સેવક સામે પ્રકાસો, વાસો શિર પર લે.
શુભ કામ પાર કરો, મન વાંચ્છિત ભરો,
મીઠી દ્રષ્ટ નાથ ધરો, મંડળીની જે જે. ૩

## સાર્દુલ વિક્રીડિત છંદ.

લજ્જાછે તુજ હાથ નાથ ચિતમાં, દોષો ન વિચારશો.
માગે એ વરદાન આ મંડળી, સૌ સંસારથી તારશો

## રાગ બ્રહ્મદેસી.

( સુનો સદાએ બારી બારી કીયા હમને ,સફૂર લાચારી) એ રાગ.

ધરો ધરો અરજ આ મારી, સેવક પામે દુખ ભારી;
કરો કરો કૃપા કિરતારી, સેવક પામે દુખ ભારી. ટેક.
શું પારવતી પતિ આજે, તું કેમ નહીં નિવાજે;
ખરે ખરો દિસે વિચે ધારી, સેવક પામે દુ:ખ ભારી. ૧
શું પારવતી સંગ રાચ્યો, તેહ સુખ માંહી શું માચ્યો;
હવે વળો છોડી દો નારી; સેવક પામે દુ:ખ ભારી. ૨
અમ લાજ જશે જો ભોળા, તો ધિક ભભૂતના ગોળા;
ધિક ધિક ભગતિ તારી, સેવક પામે દુ:ખ ભારી. ૩
જે કે શીનો વિશ્વાસી, તેહ થાય જરૂર નિરાશી;
નહીં નહીં આશ લગારી સેવક પામે દુખ ભારી. ૪
જે ભાંગ ધંતુરો પીએ, પારવતી ગુમથી બીએ;
શું કરે તેહ ભિકારી, સેવક પામે દુ:ખ ભારી. ૫
જે રાખ લગાવે અંગે, વળી ફરે કામની સંગે;
કેમ કરી નાંખે દુખ કાડી, સેવક પામે દુ:ખ ભારી. ૬
જે શંખ નાદ ફૂકાવે, વળી ડમર જેહ વજાવે;
જેહ ફરે વજર કછ વાળી, સેવક પામે દુ:ખ ભારી. ૭
તને કેમ કહું કૈલાસી, વળી કેમ કહુ અવિનાસી;
તું ઘણો વિભૂતી ધારી, સેવક પામે દુ:ખ ભારી. ૮
આનંદ સદાએ આપો, આ રાંડળીનાં દુ:ખ કાપો;
નમે નમે દાસ નિરધારી, સેવક પામે દુ:ખ ભારી. ૯

## સાર્દૂલ વિક્રીડીત છંદ.

સ્વામી સર્વ સમર્થ સત્ય સબળી, સંપુર્ણ સત્તા ધરો;
મિથ્યા માનુષિયત્ન જાય સઘળું, જ્યારે કૃપાના કરો.
બાંધીછે અવધિ ત્યહાં લગી, મતિ જીવો તણી ચાલશે;
તેથી પાર ગએ ઘણો ભ્રમ થશે, ભ્રાંતિ જુદી ભાસશે. ૧
માટે તે અવધીજ મધ્ય રહીને, ભક્તિ તારી ધારવી;
શિક્ષાઓ શિવ તારી માન્ય કરીને, નીતી ન વિસારવી.
દાસોને બહુ દાઝ શિવ ચડશે, કર્શે તારી મશ્કરી;
ઉઠો આળસ તજી પરી શંકરા, માગુ એ પ્રીતે હરી. ૨

## પાર્વતી પ્રાર્થના.

### શિખરણી વૃત્ત છંદ.

અરે શું વિસ્તારૂં, સબલ શકતીમાત તમને;
અરે શું વિસ્તારૂં, અતુલ દુખ વાપ્યુંજ અમને.
અતિ સેવા કીધી, પણ નવ ધરે નાથ મનમાં;
સમાવીતે દીધી, વિનયની વિનંતીજ તનમાં. ૧
કરૂં શું ઓ માતા, અગણિત વિનંતી બહુ કરી;
પરંતું તે ભોળે, ભ્રમિત થઇ કાંઇ નવ ધરી.
હવે થાક્યા છૈએ, શરણ ગત આવ્યા તુજ કને;
કૃપા દૃષ્ટી કીજે, અભય પદ આપોજ અમને. ૨
ક્ષમાવંતી માતા, અવગુણ અમારા નવ લહો;
જઇ ભોળા પાસે, અમવતિ વિનંતી સઉ કહો.

અમે દ્વારે ઉભા, જુગલ કર જોડી સન મુખે:
જઈ કેજો એવું, પિડિત તમ દાસો અતિ દુખે. ૩

## સાખી.

(મહોલે પધારો મહારાજ માણીગર મહોલે પધારો) એ રાગ.

વેહેલાં જગાડો માત, પારવતી વેહેલાં જગાડો;
જલદી જગાડો નાથ, પારવતી વેહેલાં જગાડો. ટેક.

અમ સેવક તમ ચરણપર, સરણ થયા નિરધાર;
કરણ ધરો આ વિનતી, હરણ કરો દુઃખ સાર. પારવતી. ૧
ભવસાગર સંસારમાં, ભૂલો પડીઓ જીવ;
સારો રસ્તો નવ જડયો, હવે શું કરૂં ઓ શીવશીવ. પારવતી, ૨
દુખ દરિઆમાં ડુબતો, ખાતો ગોથાં અપાર;
ભટકી ભટકી આવીઓ, ભોળા નાથને દ્વાર. પારવતી. ૩
પણ ભોળો કપટી થયો, તુજ પ્યારેઓ માત;
એવી મોહણી શી કરી, જેથી ઢીલ કરી ભોળે નાથ. પારવતી. ૪
દાસ દાળિદ્ર કાપવા, ભોળો નવ ધરે ધીર;
તે તુજ કારણ થઇ ગયો, જાણે કોરા ઘડાનું નીર પારવતી. ૫
ઉમીઆ મંમાયા કહું, વસી કરણ કેમ કીધ;
કામણ ટુંમણ બહુ કરી; શિવ નાથનું મન હરી લીધ. પારવતી. ૬
કેફ ચડયું તુજ તંત્રનું; માટે સુતા તેહ;
બોલાવ્યા બોલે નહીં, એવો તાહરો લાગ્યો નેહ. પારવતી ૭
માફ કરો માજી હવે, અમ કારણ આધાર;
વશી કરણ પાછાં કરો, શીવ ચડશે અમારી વહાર. પારવતી. ૮

## શિખરણી વૃત છંદ.

અતિશે નિંદ્રામાં, ભવપતિ ભરાણા ક્યમ અતિ;
જગાડો માતાજી, ગહન દિસતી નાથની ગતી.
નહીંતો બોલીશું, કઠણ વચનો માત તમને;
અમે તો અજ્ઞાની, શરમ નહિ થાશેજ અમને.

( મેરે ગમકા તરાના સુનીએ પીસાના ) એ રાગ.

જગાડો જોગ માયા, રે શિવરાયા ઓ મહંમાયા. સુણો અર્જ આ.
અરજ અમે બહુ કરી, તોપણ કીધી ન મેહેર;
ભોળાને તેં ભોળવી લીધો, કે ખવડાવ્યું ઝેર.
તુજ પ્યારે મોહાયા, તેંજ ધુતાયા, ઓ મહંમાયા, સુણો અર્જઆ.
સતી શિરોમણ તુજને, કહેછે સૌ લોક;
પણ કેમ સતી હું કહું, તું કપટી થોકે થોક.
તુજ કપટે ઠગાયા, ગાંડા બનાયા, ઓ મહંમાયા સુણો અર્જ આ.
ભજનમાં ભંગ પાડવા, તું ગઇ ગંગા તીર;
ભોળવી ભોળા નાથને, કામ જગાડયો શરીર.
ભીલડી થઇ ભુલાયા, ચાળા ચલાયા, ઓ મહંમાયા સુણો અર્જઆ.
બીજી વખતે નાથને, છેતરીઆ વનમાંહી;
ભમરી રૂપે થઇ જટામાં બેઠી શીતળ છાંહી.
આખું વન ભમાયા, શિવને રડાયા ઓ મહંમાયા, સુણો અર્જઆ.
ત્રીજી વખતે તારૂણી, તું બની છબીલી નાર;
રૂપ દેખાડયું નાથને, કામ થયો તૈયાર.
તેહ વખતે નચાયા, પાએ પડાયા ઓ મહંમાયા, સુણો અર્જ આ

એવી રીતે શિવને. તેં છેતરીઆ આજ;
છે ધિક્કાર સતી તને, કેમ ન આવે લાજ.
તારી કંચન કાયા, શિવને ભમાયા એ મહંમાયા, સુણો અર્જ આ.
માઝા મૂકીને બોલશું, કડવું ખૂબા ખૂબ;
કઠણ વચન તને કહીશું, વાગશે ખૂબા ખૂબ.
નહીં રહીશું દબાયા, ન થાશું શરમાયા, એ મહંમાયા. સુણો અર્જ આ
ત્રીસુળ ધારી થા તૃષ્યમાની, જગાડ શ્રી જુગદીશ;
નહીં તો બોલીશું આધું પાછું, તુજને ચડશે રીશ.
અમે ક્રોધે ભરાયા, સેવક આયા, એ મહંમાયા, સુણો અર્જ આ.
નિર્લજ નારી શિવની, પણ માત અમારી તું;
હાથે કરીને ગાળ ખાશે, હદથી બોલીશું.
મંડળી ગુણ ગાયા, જેહ ગવાયા, એ મહંમાયા સુણો. અર્જ આ.

## સિખરણી વૃત છંદ.

અમે થાક્યા સર્વે, ગુણ અગણિતો ગાઈ શિવના;
તથાપી તે નાથે, નવ ધરિ અમારી અરજના.
૦રહ્યાતા વિશ્વાસે, ત્રિવિધ દુખ તાપો દુર થવા;
થયા સૌ નિરાસે, અમ દરદની ના મળી દવા.
અરે માતા શક્તિ, અમપર કરુણા તમ ધરો;
કરે તારી ભક્તિ, સરવ અતિ દાસો દુખ હરો.

# પાર્વતી શિવને કહે છે.

## શિખરણી વૃત છંદ.

પતિ ઉઠો પ્યારા જડપજલદાઓ શિવહરા;
અતિ ક્રોધે બોલે, સરવજગતો ગીસથી ભયો.
હવે આંખો ખોલો, કઠણ શબ્દો એ ઉચરશે;
મને તો તે બોલો, સુણિસુણિ અતિ હર્ષચડશે. ૧
ભરાયા તે ગુસ્સે, મરમવચનો કે' અતિ ઘણાં;
પડે સેવાં મારે, વિઘન દૂર કીજે છલ તણાં
તમે મીઠી દ્રષ્ટે, રસિક રસનાએ પ્રથમથી;
કહો શાંન્તિ શાંન્તિ, વિઘન હરતા તુવિણનથી. ૨
હસાવો દાસોને, દિલગિર સહુ દૂર કર જો;
નસાવો પાપોને, દુખ સરવ શત્રુજ હરજો.
નહીં જાશો ભોળા, ગુપત તુમ પુંઠે થઇ અડું;
પછી હુંદો જોતાં, પણનવ તમારે કર ચડું. ૩

# શિવ પાર્વતીને કહે છે.

## સાર્દૂલ વિક્રીડિત છંદ.

જાણું છું સતી આજ કાજ પુરવા, સેવકની ઈચ્છા સહુ,
આપીને વરદાન દુખ હરવું, સુખ દેવુ સૌને બહુ;
તારૂં કહેવું મન ધરી ચાલીઓ, શક્તિ રીસે નવ થશે.
હમણાં આવું સુખ દઈ સરવનેં, પણ સંતાઇ નવ જશો.

# શિવે પ્રસંન થઇ દર્શન દીધાં.

## હોરી.

અરજ સ્વીકારી અરજ સ્વીકારી શંભુએ અમ અરજ સ્વિકારી.
પારવતી પતિએ મેહેર કીધી, આળસ અંગથી કાડી;
બ્રહ્મા વિષ્ણું માહેશ એ પોતે, અંગે વિભૂતી ધારી;
કર્યો નાદ શંખ વગાડી, શંભુએ અમ અરજ સ્વિકારી. ૧
કર્મ કખાય સહુ દૂર કરવા, પર હરી ઉમીયા નારી;
સુખ સજ્જાએ અળગાં કરીને, બેઠા થયા કછ વાળી;
ત્રિલોચની આંખ ઉઘાડી, શંભુએ અમ અરજ સ્વીકારી. ૨
ખુશી થયા ખૂબ દાસની ઉપર, કૃપા કરી કિરતારી;
હાથ કમંડળ ત્રિસુળ લઇને, નંદી પરે અસવારી;
સાથે લીધાં ઉમીઆ નારી, શંભુએ અમ અરજ સ્વીકારી. ૩
હરખથી નંદી ચલાવી ચલાવી, ભાવીક જગદા ધારી;
દાસનાં દુખ પરાં કરવાને, નાથે કરી તૈયારી;
છે અદભુત શક્તિ અપારી, શંભુએ અમ અરજ સ્વીકારી. ૪
દરશન દીધાં દાસ સરવને, કષ્ટો સરવ નિવારી;
પરસન્ન પરસન પરસન થઇને, પાપ પ્રલે કીધાં બાળી;
પુરી આશ સરવે અમારી, શંભુએ અમ અરજ સ્વીકારી. ૫
હાથ જોડી સૌ સાથ વિનંતી, સેવક બોલે ઉચારી;
અમ હ્રદયે તમ વાસ નિરંતર, હોજો અચળ અવતારી;
અવિચળ સુખ દો ભારી, શંભુએ અમ અરજ સ્વીકારી. ૬

શિવ જટામાં ગંગ બીરાજે, ગાજે ધમધમ કારી;
તેમજ નાથ તમારી કૃપાએ, સન્મતિ રહેજો અમારી;
કુચાલ ન દીસે લગારી, શંભુએ અમ અરજ સ્વીકારી. ૭
સદા આનદ મંડળી માગે, દીન દીન ભકિત તમારી;
મન વાંચ્છિત ફળ આપશો નિત્યે, છો શિવ અમ ઉપકારી;
સદા જય જય જય કારી, શંભુએ અમ અરજ સ્વીકારી. ૮

## આરતિ.

જયદેવ જયદેવ જય જય જગરાયા જય જય જગરાયા.
અતિ અમાપ અલૌકિક (૨) શિવ તારી માયા જયદેવ ૧
સકળ વ્યોમના નાથ છો અંતર જામી (૨)
સેવક રક્ષક ભોળા (૨) નહીં તુજમાં ખામી જયદેવ ૨
અમજીવતર છે નાથ હાથ સઉ તારે (૨)
તુજવિણ કોઇ નથી શિવ (૨) અન્ય શરણુ મારે જયદેવ ૩
કર જોડી માહેશ પાય તને લાગું (૨)
તુજ સરણુ આવીને (૨) પાપ ક્ષમા માંગુ જયદેવ ૪
સ્થિર સચરાચર શિવ મંગલ શુભ કારી (૨)
ભવ પતિ ભક્ત જનોના (૨) ભય સંકટ હારી જયદેવ ૫
સત્ય સદા શિવનાથ સર્વોત્તમ સ્વામી (૨)
અતિ ઉપકાર તમારા નિર્મલ નિષ્કામી. જયદેવ. ૬
સકલ વિશ્વના નાથ સત્ય તમે ભાસો (૨)
અમ હૃદયે શંકરનો (૨) છે નિશ્ચય વાસો, જયદેવ, ૭

સદવિદ્યા સદજ્ઞાન સતસંગો આપો (૨)
અંતર જામી અમારાં (૨) દુષ્કર્મો કાપો. જયદેવ ૮
આપનો પાર અપાર, ૠષિમુનિ નવ પામ્યા (૨)
શક્તિ જોઈ તમારી (૨) મન થકી વિશ્રામ્યા. જયદેવ ૯
દુરા ચારથી દૂર શિવ રાખો અમને (૨)
દિવ્ય પિતા શિવકરીએ (૨) વિનતી અમે તમને. જયદેવ ૧૦
કરૂણાસિંધુ કૃપાલ કામો નવ જોશો (૨)
અલ્પમતિ દાસોના (૨) અતિશય છે દોષો. જયદેવ ૧૧
સ્વાયંભુ વિભુ આપ, ત્રીભુવનમાં વ્યાપો (૨)
સુખ સંતોષો આપી, (૨) દુખ સઘળાં કાપો. જયદેવ ૧૨
લીલા તારી અપાર, અતિઅદભુત ભાસે (૨)
અતુલપરાક્રમ તારૂં (૨ નવ વરણુન થાશે. જયદેવ ૧૩
ભવતારક ભગવાન ભક્તિ કરૂં તારી (૨)
શિવ શિવ શિવ શબ્દોમાં (૨) રહો વૃત્તિ મારી. જયદેવ. ૧૪
અકળ કળા ન કળાય કરૂણામય તારી (૨)
દયા કરી મંડળીને (૨) મતિ આપો સારી. જયદેવ ૧૫
વિનતી અમે મહારાજ કરીએ નિત્ય તમને (૨)
ઘટીત મનોરથ હોએ (૨) તે આપો અમને. જયદેવ ૧૬
મળીને ભક્ત તમામ આરાધન કરીએ (૨)
મુક્તિપદો મળવાને (૨) આશ સદા ધરીએ. જયદેવ ૧૭
મળી મંડળી મહારાજ અભિવંદન કરીએ (૨)
સદાય આનંદ આપો (૨) સ્મરણ હૃદય ધરીએ. ૧૮
એમ ગાયું જે ગાય તે તો પસ્તાશે (૨)
સમજી સમજી ગાશે તો વૈકુંઠ જાશે. જયદેવ, ૧૯

" જીવ " ગણ્યો છે શીવ પારવતી " કાયા " (૨)
મારે ધિક્કારેથી દાસે ગુણ ગાયા. જયદેવ. ૨૦

# શ્રી માનકેશ્વરની

## ગરબી.

( મારારે સ્વામી મારાથી છોટા ) એ રાગ.

ભજુરે નાથ માનકેશ્વર દાતા ટેક.
પુજુંરે સાથ પારવતી માતા. ૧
મુંબાઇ માંહે મેહેર કરી સારી,
બીરાજ્યા છો શીવ જટા ધારી. ૨
ઉગમણું તો દ્વાર દીસે સારાં,
ભગત જન ગાય ગીતો પ્યારાં. ૩
મંડપ માંહે ઠાઠ બન્યો રૂડો,
જોઇને જીવ થાય ખુશી પુરો. ૪
આગળ શીવ નંદી બલીહારી,
પીતળ રૂપે બેઠો છે ગુણકારી. ૫
ગજાનન ગણપતિ દુંદાળો,
ડાબે હાથે બેઠો છે તે વહાલો. ૬
આગળ સનમુખે દીસે હનુવો,
બજરંગ બળી તેને ગણવો. ૭
મંડપ માંહે ઝુંમર ઝળકે છે,
તેનીરે નીચે હીરાઓ ચળકે છે. ૮
ટેબલ ગોળ રાખ્યાં છે આગે,
અહરનીશ દુંદુભી વાગે. ૯

ધરમશાળ ચોફેર છે સારી,
બ્રાહ્મણ જન બેઠા છે બ્રહ્મચારી. ૧૦
જ્યારે ચડી પ્રથમથી જાતાં,
જોતારે ચાલો શીવગુણને ગાતા. ૧૧
ચંપોરે કેળ કેવડીઓ લેહેકે,
વાડીમાંહે મોગરો બહુ મેહેકે. ૧૨
અતિ રૂડો બાગ બન્યો ત્યાંહી.
આવ્યા બેઠા હનુમંતજી જ્યાંહી, ૧૩
શ્રાવણ માસે મેળા તમે દેખો,
જોવાની તો જુક્તિ અતિ લેખો. ૧૪
બાળક વૃદ્ધ જુવાન નરનારી,
ભેળાંરે થાય માણુસ બહુભારી. ૧૫
બેસે ત્યાંહી વેપારી ઝાઝા,
લાવે માલ નવા નવા તાજા. ૧૬
બધી જાતજાતતણાં મળશે,
કીંમત રોકડે રોકડી ગણશે. ૧૭
શ્રાવણમાસમાંહી માદેવ પારે,
સારસ્વત બ્રહ્મ જમે હારે. ૧૮
તેમાં દર સોમ તણે દહાડે,
બ્રાહ્મણને ત્યાં મોદક જમાડે. ૧૯
દીસે કૈક ચડતાં ને ઉતરતાં,
સરવ જન શીવ દરસન કરતા. ૨૦
કોઇક લાવે શ્રીફળ ને દીવો,
કોઇક લાવે જુદો જુદો મેવો. ૨૧

કોઇક છુટે હાથે અક્ષત ફેંકે,
પુજારી તે દિવસે બહુ બેહેકે. ૨૨
બીડા ભાડ થાય ઘણી ત્યાંહી,
મારે ઉભા નવ રાખે માંહી, ૨૩
ફકત કરી દરસન ને ચાલે,
ખસેડી બીજે દ્વારે ઘાલે. ૨૪
બીજે દ્વારે વાડી છે સારી,
અનોપમ ફૂલ અતિ ભારી. ૨૫
ચાલ્યા ત્યાંથી આગળ સૌ દાસો,
જોતા જાય સરવે મેળો ખાસો. ૨૬
દીઠી ત્યાંહી ગાડીઓ ઉભેલી,
જોતાં થાય અક્કલ તો ઘેલી. ૨૭
આવી સદા આનંદ મંડળી ત્યાં,
ગાયા ગુણ શીવના મંડપમાં. ૨૮
માગે સાથ સરવે શીશનામી,
અચળ સુખ આપો શીવ ગામી. ૨૯
અમારાં જે કષ્ટ કુડાં કર્મો,
કાપો નાથ આપો સુધર્મો. ૩૦
કરો મેહેર વૃદ્ધિ થવા કાજે,
શત્રુ કુળ કરજો શીવ પ્રાજે. ૩૧
શરણ તુજ અમશીરછે મોટું,
બીજું તુજવીણ સરવ ખોટું. ૩૨
ઇચ્છા પુરો પુરણ બ્રહ્મચારી,
બોલો સહુ જય જય જય કારી. ૩૩

# શ્રી બાબુલનાથનો.

## ગરબો.

( મહાકોપ થયોતે કલીકાળમાં જો ) એ રાગ.

ભાવે ભજો ભોળા શંભુ નાથને જો, ટેક.
પાએ પડો પારવતી માતને જો.
ચાલો દરશન કરવા બાબુલનાથનાં જો,
મોટાં ટોળાં લઇને શુભ સાથના જો. ૨
નાથ ટેકરી ઉપર શીવરાય છે જો,
તેથી ટેકરી વાળો કહેવાય છે જો. ૩
પ્રથમ પગથીઆં પ્રીતે ચડો જો,
ભીખારીનો જમાવ થયો વડો જો, ૪
ચડી ચુક્યા પગથીઆં ગણી ગણીજો,
આવ્યા ચોકમાંને દેખી આ અચળ ધણી જો ૫
સુણ્યા ધનન ધનન ધનન ઘંટ વાગતા જો,
દીઠા સેવકોને શીવ પાય લાગતા જો. ૬
રસિક ધામ કામ હામ દામથી બન્યું જો,
નામ શબ્દે શબ્દે સર્વ બોલેશીવનું જો. ૭
વેદ ભણતા બ્રાહ્મણ દીસે ત્યાં ઘણા જો,
ગુણ ગણતા પંડીત શીવજી તણા જો. ૮
ત્યાંથી ચાલી આવ્યા દ્વાર આગળેજો,
જોત અખંડ ત્યાં ઘીની બળેજો. ૯
ફૂલ છાબડી લઇને ગોર આવીઆ જો,
આવો પુણ્યસો કહીને બોલાવીઆ જો. ૧૦

ગોર જાણીને પુષ્પ લીધાં તેહનાં જો.
દરસ કરી દુખ દુર કીધાં દેહનાં જો. ૧૧
કોઇ દીઠાને લાવણી બોલતા જો,
કોઇ દીઠા વિભુતી ચોલતાજો. ૧૨
કોઇ પાઘડી ઉતારી આગળ ધરે જો,
કોઇ નમાવે શીશ દ્વાર આગળે જો. ૧૩
કોઇ શ્રીફળ લઇને ચડાવતા જો,
કોઇ મોઢાના ગાલ વગાડતા જો. ૧૪
બંમ ભોળા કહીને પોકારતાજો,
કોઇ કપુરે આરતી ઉતારતા જો. ૧૫
સોમવારે ત્યાં શોભા ઘણી બનેજો,
આવી સેવક પાય પડે શીવને જો. ૧૬
શીવ ઉપર છતર કોઇ લાવતા જો,
કોઇ ફૂળ ફૂલ ભાવથી ચડાવતા જો. ૧૭
ફૂલ જાળી બનાવે શીવ ઉપરે જો,
ઘણો અંબાર થાય બીલી પતરેજો. ૧૮
દુખ ટાળવાને કોઇ કરે માનતા જો,
મન કામના તે શીવજી પુરતા જો. ૧૯
કરી દરશન હેઠે ઉતર્યા જો,
તરત બ્રાહ્મણે હાથ આગળ ધર્યા જો. ૨૦
શ્રધ્ધા પ્રમાણે દક્ષણા દીધી જહાં જો,
પછી પગથીઆં ઉતયા તહાં જો. ૨૧
ભીખારીનો પોકાર મનમાં ધરોજો,
શેઠ એક અડધીની દયા કરોજો. ૨૨

કોઇ શંખ ઘંટ ગાઇને વગાડતા જો,
કોઇ ગાય ઘાસ નાખો કહી માગતા જો. ૨૩
લુલા આંધળા બેહેરાને મુગા પાંગળાજો,
બાળક વૃધ્ધને જુવાન કેઇ રાંગળા જો. ૨૪
કોઇ આપે છે દાન જે દેવાય છે જો,
પણ રક્ષક ભોળા રાય છે જો. ૨૫
દુખ દાળિદ્ર શીવનાથ કાપતા જો,
ખરા ભક્તને અચળ સુખ આપતા જો ૨૬
કવિ મોટા મોટા થાકી જશે જો,
પણ વર્ણન શીવનું નવથશે જો. ૨૭
શીવ રાય શીવ રાય તમે સૌ કહો જો,
ભજન કરી અચળ સુખ બહુ ગ્રહો જો. ૨૮
હાથ જોડીને માગો શીવ કને જો.
નાથ સહાય કરજો આપ અમને જો. ૨૯
અમ નિંદા કરનારા તે સહુજો,
દુખ દેખાડ જે નાથજી બહુજો. ૩૦
ધર્મ ધ્યાન ઉપરે તું રખાવ જેજો,
ભીડ પડે તે વખતે આવજે જો. ૩૧
દાસ આશ ખાસ આપની રાખતા જો,
" સદા આનંદ " શીવ પાય લાગતા જો. ૩૨

(સમાપ્ત.)

## આગળથી ઘરાક થનાર સાહેબોનાં નામ.

| | |
|---|---|
| ૨૫ ઠકર હરદાસ પુંજાણી | ૧ શા. દેવરાજ માધવજી |
| ૨૫ ચુનીલાલ મગનલાલ નારદીપુર | ૧ સોની દેવચંદ ધરમચંદ |
| ૧૦ રાવળ પરશોતમ મગનલાલ ,, | ૧ ઠકર દેવચંદ મોરારજી |
| ૧૦ નથુભાઇ મેગજીભાઇ મોથારા. | ૧ મગનલાલ બાપુભાઇ |
| ૧૦ જોસી ખટાઉ ત્રીકમ કછનળીઆ | ૧ ડાહ્યાભાઇ નરભેરામ |
| ૧૦ જોસી મુલજી ઉકેડા ,, ,, | ૧ જોઇતારામ અંબારામ |
| ૧૦ અંબાલાલ મથુરદાસ પળીએડ | ૧ છગનલાલ પુંજારામ માણુસા |
| ૫ રા. રા. ચુનીલાલ મથુરદાસ ,, | ૧ હરગોવન પુંજારામ ,, |
| ૫ શા જીવરાજભગવાનદારૂ લોધીકા | ૧ જોસી જેઠારામ સુંદરજી |
| ૫ શા. નથુભાઇ દેવકરણ ,, | ૧ સોની લાલજી જેઠા |
| ૫ શા. ચુનીલાલ હઠીસંઘ પેથાપુર | ,, સોની પીતાંબર |
| ૫ સોની ધરમસી તુલસીદાસ | ,, ખત્રી શીંવજી દામજી |
| ૫ પંડ્યા જીવરામ ખુશાલ બલોલ | ,, શા. વ્રજલાલ આણંદજી |
| ૨ પંડ્યા નાનાલાલ અમૃતરામ | ,, સોની જેઠા કેરાવજી |
| ૨ શીવશંકર અમીરામ નારદીપુર | ,, મયાશંકર મોતીરામ |
| ૨ હરગોવન પ્રભાશંકર પળીએડ | ,, મુલતાની તેજમલ રામદાસ |
| ૨ હરગોવન છગનલાલ નારદીપુર | ,, મુલતાની સુખાનંદ મહતરાય |
| ૨ ઠકર ટોપણ સુંદરજી | ,, ઠકર. રામજી કાનજી |
| ૨ મયાશંકર રતનજી | ,, શા. ઉદેચંદ ગોપાળજી |
| ૨ ઠકર લખમીદાસ ઉકેડા | ,, ઠકર. ગોપાળજી ચત્રુભુજ |
| ૨ ઠકર નારાણ શીવજી | ,, જોસી દેવજી મુલજી |
| ૨ જોસી દયાળ શીવજી | ,, ઠકર.નથુ રામદાસ |
| ૨ જોસીલાલજી માલજી | ,, રાજગર લખમીદાશ ભવાનજી |
| ૨ માસ્તર લલુભાઇ આદીતરામ | ,, ઠકર નારણજી કાનજી |
| ૧ જોસી ખીમજી ત્રીકમ કછનળીઆ | ,, પંડયા દયાશંકર રતનજી |
| ૧ શા રાગવજી થોભણ | ,, રતનસી લાલજી |
| ૧ જોસી ઠાકરસી બેચર | ,, જોસી ઉમરશી લીલાધર |
| ૧ જોસી રાઘવજી જેરામ | ,, ઠકર જીવરાજ મોરારજી |

,, ઠક્કર ભીમજી મોરારજી
,, જયરામ લખમીદાસ
,, લીલાધર નારાણજી
,, વેલજી જેઠાભાઇ
,, જોસી ચત્રુભુજ દેવજી
,, ઠક્કર રવજી કુવરજી
,, શા. લલુ જમનાદાસ
,, ઠક્કર પ્રેમજી ગોપાળ
,, જોસી કુંવરજી નારાણજી
,, જોસી નેનુ મુલજી
,, ઠક્કર મુલજી રામજી
,, ઠક્કર શામજી કાનજી
,, ખીમજી હરીરામ
,, મોનજી શાવજી
,, નારાણ ભાગચંદ
,, ઠક્કર ખેતસી રતનજી
,, કાનજી ગંગાદાસ
,, જોસી કાનજી અરજણ
,, ઠક્કર ભાણજી ગોપાળ
,, ઠક્કર ધેલા દેવસી
,, ભટ ગોપાળજી ગવરીશંકર
,, બારોટ ભવાન કુંવરજી
,, જોસી મોનજી લાલજી
,, જોસી ધેલા હરીરામ
,, ઠક્કર નારાણજી લાલજી
,, જોસી કલાણજી રણછોડ
,, જોસી માવજી દેવજી
,, જોસી દયારામ વાગજી
,, જોસી માવજી કેશરજી
,, જોસી મુલુ શામજી
,, ઠક્કર લખુ રવજી
, ભણસાલી ટોપણ દેવજી
,, ઠક્કર દયાળ જાદવજી
,, રાજગર વસનજી લાલજી
,, ઠક્કર સુરજી ખેતસી
, ઠક્કર માવજી નારાણજી
,, ઠક્કર સુંદરજી પ્રેમજી
,, ઠક્કર મથુરાદાસ વલભરામ
,, ઠક્કર મુળજી લધા
, ઠક્કર કલાણજી ચત્રુભુજ
,, લખમીરામ કલાણજી
,, ઠક્કર શામજી રામદાસ
,, સુંદરજી પ્રેમજી
,, માવજી નારાણજી
,, જોસી દયારામ ખીમજી
,, જોસી મેગજી ભોજાભાઇ
,, શા. કાલીદાસ લીલાધર
,, ઠક્કર મોરારજી વેલજી
,, ઠક્કર ગોવીંદજી ખટાઉ
,, ઠક્કર ચાંપસી ગોકળદાસ
,, ઠક્કર લખમીદાસ ખેતસી
,, ઠક્કર ચના ટોપણ
,, ઠક્કર જેઠા ત્રીકમ
,, ઠક્કર દેવજી લધા
,, જોસી છબીલા ટોપણ
૨ રા. રા. પરસોતમ સુર્યરામ

# જાહેર ખબર

**આ ચોપડી મળવાનાં ઠેકાણા નીચે વાંચો.**

મુંબઈ વડગાદી શા લીલાધર જોઇતાદાસની દુકાને ઠકર હરદાસ પુંજાણી.

„ ખલાસી ચકલામાં—ઠકર નથુભાઇ મેગજી કચ્છ મોથારાવાલા. ઘર નં ૪૮ પેહેલે માળે

„ ડુંગરીબજાર વિદ્યા પ્રકાશોત્તેજક ગુજરાતી સ્કૂલના માલિક પરસોતમ મગનલાલ રાવલ.

" બાબુલનાથની ટેકરી ઉપર મહારાજ મગનલાલ ભગવાનદાસ

ઉપર લખેલા ઠેકાણાંથી રોકડી કીંમતે વેચાતી મલશે બહારગામ વાલાએ નીચે સહીકરનારને નામે પોષ્ટપેડ કાગલ લખી મોકલવો. નાટપેડ કાગલ લેવામાં આપશે નહીં.

આ સિવાય જેજે ઠેકાણે શીત્રોપાશના નામનું લખેલું પાટીયું હશે ત્યાંથી પણ મલશે.

જ્ઞાનોદય કવિતાઓ તથા અભણ સભણ સંવાદ નામની બાલક જ્ઞાનવર્ધકમાં ફાયદાદાર ચોપડી પણ નીચે સહી કરનાર પાસેથી મળશે.

**મેનેજર મણીલાલ મગનલાલ,**

મુંબાઇ ડુંગરી બજાર સ્કૂલ